# ચાળ હવાલ*

પાણી પેહેલું આવ્યું તે જગોથી તે છેલી
જગો સુધીનું અનુક્રમે બયાન.


બનાવનાર.

બા૦ સીવલાલ ખુશાલદાસ.

તથા

પરોતજી આશારામ હરદેરામ.





## અમદાવાદ*

પાનકોરને નાકે અંધારા ઓળમાં મુળચંદ રાઅચંદ
ના મકાનમાં કુંવરદાસ પાંનાચંદે (અમદાવદ
સત્યપ્રકાશ) પ્રેસમા છાપ્યા

સંવત ૧૯૩૨—સન ૧૮૭૫

કીમત સવા આનો.


કરનાગો [illegible] રાજ-[illegible].

કરનારાએ હક રાખ્યોછે.



# આબ હવાલ*

દોહરો.

દુંદાળો દારીદર હરન, દે અતી સુખ સંતાન;
ગરથે આરાધુ ગણેશ તુહને, ઉપજાવે સુભ ગ્નાન. ૧

---

રાગ પરજ. મુરે મોહન મારી માંટલી.

પાણીએ પ્રાક્રમ પ્રૌઢું કરયું, નદી ચઢી ભરપુર;
રાજનગરના રહેવાશાંનાં, એણે ઉતારિયાં નુર. ટેક.
પહેલું પાણી આવ્યું કાંપમાં, સદર બજાર માંહ્ય;
વહેપારી વડા શેઠિયા, દુકાનો રચીછે જયાંહ્ય. પા૦ ૧
કાંપ હતો બહુ કારમો રે, લીધો લાધો ઘડીમાં એક;
ગેરીસન ગોળાંદાર સહુ, મુકી મનમાંથી ટેક. પા૦ ૨
બાબી કાંપમાં બાકી રહી રે, બરાકો હતી જે દુર;
ત્યાંહ્ય સુધી તો આવિયું, સાગર સમયે પુર. પા૦ ૩
કાંપના લોક કાયર થઈ રે, રહ્યા ગામડે જાઈ;
ધન હતું જે ધામમાં, તેતો સાલ્યું છે વહી. પા૦ ૪
પછે પાછાવાડી આવ્યું રે, માહા અગણીત ઓટ;
પુલ હતો જે પારનો, તેને કીધો લોટ પોટ. પા૦ ૫

ભુગળાં સહુ ભાગી પડયાં રે, રહ્યું કંઇ ન એંધાણ;
અનેક કાળનું જે હતું, તેતો તણાયું વાહાણ. પા૦ ૬
ગાડી તો ગાજી નહી રે, શી રીતે જવાય;
અસંખ્ય જળ આવ્યું જહાં, કોનાથી ન તરાય. પા૦ ૭
વળતી વર્યું છે લેનમાં રે, રહેછે જ્યાંહાં સ્વાર;
સરવે શીપાઇએ વિચારીયું, ઉગરીએ નહી આ વાર. પા૦ ૮
ઘણા ઘોડા તણાઇ ગયા રે, તેનો શો રે હીશાબ;
ફેરવનાર ખરી ફાળથી, મેલી આવ્યા રીકાબ. પા૦ ૯
પછે દક્ષિણ દિશા આવીયું રે, વાળ્યો વાડીઓનો ઘાણ;
વૃધ્ધ વૃક્ષનું ન મળે, તે ઠેકાણે એંધાણ. પા૦ ૧૦
ધાન વાવેલું વહી ગયું રે, બાજરી જ્વાર સહુ;
અનેક એવા અવગુણ તો, લખી જણાવું શું બહુ. પા૦ ૧૧
હઠીભાઇની ઇંદર સલા રે, ત્યાંહાં આવ્યું માહા જોર;
આગ ગાડીથી અતીઘણો, તેનો ગરજે છે ઘોર. પા૦ ૧૨
તેનો છેડો દુધેશ્વર લગી રે, ગંગેશ્વર મહા રૂદ્ર
તાંહાં સુધી તો પોંહોંચીયું, જાણે માહાજળ સમુદ્ર. પા૦ ૧૩
ગંગેશ્વરનો ઘુમટ ઘેરયો રે, માહાદેવ માહા જોગીશ્વરૂપ;
એકલા એતો રહી ગયા, કોટી બ્રહ્માંડના ભુપ. પા૦ ૧૪
એ આરો માહા ઉગ્ર છે રે, માહા પુન્ય પ્રમાણ;
શેહેરના સહુ લોકનું, મોટુ છે એ મશાણ. પા૦ ૧૫
એકે રસ્તો એનો નવ રહ્યો રે, પાણી ફેલયું ચોપાસ,
ઘણા ગુણીજન લોકની, બીજે બાળી છે લાસ. પા૦ ૧૬

કુંઘેશ્વર કુંધોતણું રે, માહાક્ષેત્ર માહા મુલ
બારેં આરામાં બીજો નહિ, એની આવે રે તુલ. પા. ૧૭
સામે પાસે સહુ પડેલું રે, મુન સાહેબનું મકામ;
તણાઈને તો તે ગયું, પાસે વાડજ ગામ. પા૦ ૧૮
કડવા કાણબીની વસ્તી રે, કરે ખેતીનો ધંધ;
બાપડાં એ બચ્યાં બઈ, બહુ કરે આક્રંદ. પા૦ ૧૯
ગુમ ગુફા રામો રામની રે, ચંદ્રભાગાને તીર;
પાયામાંથી બેશી ગઈ, ઉપર આલ્યુંછે નીર. પા૦ ૨૦
નારણ પરૂં નવરંગ પરૂં રે. હીંગળાજ માતાનું ધામ;
બાકી જે નદી પારના, તેતો તણાયા ગામ. પા૦ ૨૧
કુંઘેશ્વર ફિલ્લી એક થયો રે, પાણી પહોચ્યું ચોપાસ;
અતીત અનેક અભિયાગતી, આલ્યા થઈ રે નીરાશ. પા૦ ૨૨
માધવપરૂ માહા મુલ છે રે, વોહોર ગતીયા બજાર;
તેઓ તમામ તવંગરો, ફીકા ફરે વજાર. પા૦ ૨૩
નાળીએર ખજુર ઘણી રે, મેવા મોઘે માહા મુલ;
સાકર ખાંડ ખાલી થઈ, થયું તરણાને તુલ. પા૦ ૨૪
સાલ્લા ને સેલા ઘણાં રે, અલાપચ્યા અદ્દભુત જાત;
કોટી કાળથી કાપડ બહુ, વેચાય તેની છે ખ્યાત. પા૦ ૨૫
લોખંડ ને લકડ સહુ રે, સોપારી સારંગરંગ;
અનેક એવા વેપારીના, મન કીધાંછે ભંગ. પા૦ ૨૬
દેવળ બેહુ પાસે દીપતું રે, અંબાજીનું ઊધોત;
નીરમળ નારાયણી તણી, ઝળકી રહી માહા જોત. પા૦ ૨૭

અકળ કળા છે માતની રે, માહા લક્ષ્મી રવરૂપ;
અનેક જાણ મોહીત થયા, મોટા મારથી ને ભુપ. પા૦ ૨૮
આરાસુરથી જાણો આવીઆ રે. દેવી દુક્રીત હરન;
મુમુક્ષુ માણસો તણા, નીગુણી તારણ તરંન. પા૦ ૨૯
માટલાં મોહોટાં ગોળનાંરે, ભાગી થયા ચક સુર;
વેપારી વડા શેઠને. પીડા થઈ બહુ ઉર. પા૦ ૩૦
ફુલપરામાં ફરીવળીયું રે, રહી ન્યુન ન કાંઈ;
અનેક જાણના અવાસનો, ધાણ વાળીયો છે ભાઈ. પા૦ ૩૧
મુસાફર મુલક તણા રે. રેહેતા જાણો એ જાગ્ય;
હોસ કોસ તો ઉડી ગયા, રહ્યા તેનું બહુ ભાગ્ય. પા૦ ૩૨
ફુલપરામાં ફરી રહ્યું રે, પછે બારડોલ પરમાંહ્ય;
કલેકટર અમદાવાદને, રચ્યું દરીયાપુરા જયાંહ્ય પા૦ ૩૩
બહુ ઉમંગથી બાંધીયું રે, રૂડી રસાળ ભરાય;
રળાઆમણા એ પરાં બહુ, તે તો તાણે તણાય. પા૦ ૩૪
દીલી દરવાજો દીપતો રે, ડોશીડાના બહુ હાટ;
પાણીથી પથરાઈને, જડે જવાની ન વાટ. પા૦ ૩૫
બગીઓ આવે બહુ વેગથી રે, કાંપની છે સડક;
શીળ સાતમ ને અષ્ટમી, આંત ભરાય બલક. પા૦ ૩૬
મેળા ઘણાં મળે તહાંરે, માહા ખેલ અદભુત;
પહાણ ધંડાળાં બાંધીને, કરેલું કામ મજબુત. પા૦ ૩૭
તેની પાસેનો બંગલો રે, બેઠો એ પળમાંય;
બેહેચરદાસના બાગની, રૂડી શીળી તે છે છાંય. પા૦ ૩૮

કાપડીઆ કપડાં ધુવે રે, ફરે રંગને જોઈ;
આ અવસર તો હદય થઈ, મુંડી ઘરની ખોઈ. પા૦ ૩૯
કાપડીઆ કાયર થઈ રે, મેલી રડવડતો માલ;
જીવ લઈ જતા રહ્યા એવો હુવો હેવાલ. પા૦ ૪૦
ત્રણ પરાંના તરી રહ્યાં રે, છાજા છાપરા સમેત;
છાતી સમી તે છઈ રહી, વેલુ મળીને ખેટ; પા૦ ૪૧
એ વાંસ તો પાણી થયું રે. તેનું શું કહું જુસ;
મકાન મોટા પડી ગયાં. ભડાભડ ભુસ; પા૦ ૪૨
એ હવાલ આજા લગીરે, નથી હુવો નહી હોય;
ઘણા ગુણીજન ગામના, પોથી પુરાણમાં જોય; પા૦ ૪૩
અશુભવતુ આવી ગયુંરે, કરશે પ્રલે એ કાળ;
ઘોર ઘણો ગાજીને, કરી ન કંઈ સંભાળ; પા૦ ૪૪
ઈદરીઆ ગઢ બોળીને રે, અતિ અદ્દભુત બળ;
સાપર સુધી પાહોચ્યાં ગયું, જાણે સમુદ્ર જળ; પા૦ ૪૫
કાગળ કુટીઆ ત્યાં કરે રે, કારખાનાં મલીન;
હાથ જોડી ઉભા રહ્યાં, ઈશ્વર કેરે આધીન; પા૦ ૪૬
ખાખો વશેછે ખાંતથી રે, કરે તપસ્યા તે ઠામ;
ઉઠાડયો ઉઠે નહીં, મેલી મનડાથા મામ; પા૦ ૪૭
મરવું સહુ મનુશને રે, તેમાં નહીરે સંદેહ;
ખપરમાં ખપી ગયા, મોટા માનવ જેહ; પા૦ ૪૮
પરાણકુટી પડી ગઈરે, હતી સાખરની તીર;
તોયે ત્યાંથી ન ઉઠીઆ, જોગી જક્રી મહા વીર; પા૦ ૪૯

આયુષ દોરી ટુટે નહી રે, વિધાતાના જે લેખ;
માનવ માંથું ઝીકે ઘણું, થાય નહી મીન મેશ; પા૦ પં૦
અથાગ જળથી ઉગરી રે, ચઢીયા વૃક્ષની ડાળ;
રામ સરણે તે રાજી રહ્યાં, લગીર લાગી ન આળ પા૦ ૫૧
ત્યાંથી ખાનપુર આવિયું રે, તાબુત કુબે તમામ;
કોટના તો કટકા થયા, હીરદે રહો ન હામ; પા૦ ૫૨
કેહેવત તો સાચુ થયું રે, બુડચા કેરે બે વાંસ;
ત્યાં આગળ તેવું થયું, લોક કરે વિમાસ પા૦ ૫૩
આંદા સુરજના મેહેલમાં રે, પેડું પાડીને પુર;
અત્યંત જોરથી ઉપડ્યું, હમામ મેલીને દુર; પા૦ ૫૪
હમામમાં હજારો પડ્યાં રે, ઘર ધવાઇને બહુ;
વાડીઓ તેમાં વહી ગઈ રે, લોક જમતા તહાં સહુ. પા૦ ૫૫
હમામ તો હારી ગઈ રે, દેખી પાણીની રેલ;
ઓચીંતી તે અતિ ચઢી, માહા જળની હેલ; પા૦ ૫૬
સામાન લઈને તો ગયાં રે, સગાં સહોદર ઘેર;
કંઈના તો કચરાઇ ગયાં, તેની કહું શું પેર; પા૦ ૫૭
કંઈક તો અંતરાઈ ગયાં રે, દેખે નાસવાનો લાગ;
અસંખ્ય જળ આવી રહ્યુ, તેનો ન પામે તાગ; પા૦ ૫૮
ખાનપુરથી સહુના ખપ્યાં રે, ઘર ગાંઠ જરૂર;
કોટ પડ્યો એ કારમો, પીડા થઈ બહુ ઉર; પા૦ ૫૯
બાવો એક બાઝી રહ્યો રે, ઘણાં ઉગ્યાં જ્યાં ઝાડ;
સહુકોને મુખે વદે, મુજને આપોને આડ; પા૦ ૬૦

જેથી કરી જળથી ખચું રે, એવો રચ્યો ને ખેલ;
નહીતો નીકળીને જશે, જાયે બ્રહ્માનો મેલ; પા૦ ૬૧
હીમત સહુ હારી ગયા રે, હુવો હાહાકાર;
લોક બીચારા મુખે વદે, ઉગરે ન આ વાર; પા૦ ૬૨
વાત જાણી માહા વાહાલની રે, ઉઠચા બારડોલ સાહબ;
ચાકરને ચતુર કહે, ઘોડો ઘડીમાં લાવ; પા૦ ૬૩
અનેક ઓજારો લેઈને રે, કાહાડવાના તમામ;
જલદી જરૂર ત્યાંહા આવિયા, બાનપુરને મુકામ; પા૦ ૬૪
દોર બાંધ્યા બહુ દુરથી રે, કરીયું કામ અદભુત;
તુટે ન તાણ ઘણી થકી, બહુ કરચાં મજબુત; પા૦ ૬૫
તેને વળગીને આવીયો રે, અતિ બહુ ગાભરો થઈ;
બહુ તેને સમજાવીયો, મરણ ઘાતિ તો ગઈ. પા૦ ૬૬
એવા દયાળુ દીલના રે, પરોપકારી બહુ પરેમ;
બાહાદુર એ બારડોલને, માતા રાખજો ક્ષેમ; પા૦ ૬૭
બાનપુર બાધુ બળ ભળ્યું રે; અતિ દેખીને આબ;
કોઈ કોઈને કહેતા નથી, કંઈ ઉત્તર જવાબ; પા૦ ૬૮
ત્યાંથી બરાદરી બળ કરી રે, બાળવાને વિચાર;
ઉપાય એનો ચાલ્યો નહી, રંહ્યુ બાહારીની બહાર. પા૦ ૬૯
સામે પારે સઊ ઓદીને રે, ભિખડ ભાગી મસીદ;
જીવ લઈ નાશી ગયો, માંહી રહેતો સઈદ. પા૦ ૭૦
બાગ એનો બહુ સોભતો રે, થતો ફુલોનો ફાળ;
આનંદી જગા એ હતી, તે થઈ બે તાલ. પા૦ ૭૧

પછી પાણી બહુ ઊલટી રે, આવ્યું આરે મહાદેવ;
પ્રભાતે શહુ પરવરી, આવે જેનેનાહાવાની ટેવ. પા૦ ૭૨
એ આરો અતી ઓપતો રે, નીરળ નાહાવાની જાગ્ય;
પરવણીને દીન જે, પોંકે તેનું બહુ ભાગ્ય. પા૦ ૭૩
સામે આરે બહુ શોભતું રે, રામનાથનું ધામ;
અનેક અભિયાગતો તહાં, રહે દીવશ ને જામ. પા૦ ૭૪
તેની પેલીમે ચાલ્યું રે, રસાલાની પાસ;
માદલપુરના લોકને, બહુ પમાડ્યો ત્રાસ. પા૦ ૭૫
જેલના કેદી ઝાંખા થયા રે, સરદીથી બહુ સુસ્ત;
વગર બેલે ગાડી તાણતા, એવા હતા મજબુત. પા૦ ૭૬
એવા અવગુણ અતી કયારે, જ્યાં નીચાડી ભુઈ;
ધાંન વાળેલું ઢકાઈ ગયું, ઘણી માઠી હુંઈ; ૭૭
શેહેરનો આરો એ સોભાતોરે, ધોવા નાવાનો ઘાટ;
સારા સાંણા માણસો, આવે બની બહુ ઠાઠ. પા૦ ૭૮
અગીઅરામાના હોમનીરે, હતી છાપરી જેહ;
તેતો તે સમે તણાઈને, પડી પાણીમાં તેહ. પા૦ ૭૯
મોટે મોજેથી આવિયુંરે, દરવાજાની માંઅ;
છટે પગથીએ છોલો કરે, ચોકી પેરાછે તહાં. પા૦ ૮૦
નાડીતો કોઈ નવ સકેરે, એવી પાણીની તાણ;
પગ પાણી ટકે નહી, સુણો સાણા સુજાણ. પા૦ ૮૧
અતી એ આરો ઓપતો રે, લોક નાહાવાને કાજ;
નીત્ય નેમી ભુલી ગયા, માહા મોટા મહારાજ. પા૦ ૮૨

ર્નાં એ આરે ઓપતો રે, લોક નાવાને કાજ;
ત્યં નેમી ઝુલી ગયા, માહા મોટા માહારાજ; પા૦ ૮૬
ાદીતવારે અતી ઘણાં રે, નાવાનો તાંહાં માલ;
જાણે મોટા ભ વર્યા, ટચોલા કરેછે ભ.લ; પા૦ ૮૭
ા સીતાનુ દેરૂ ત્યાંહાં રે, પુજા તેની બહુ થાય;
માન અ ગળ આવી રહ્યાં, સાંધુર સોભ.તુ કાય; પા૦ ૮૮
ગુસ બારી પછી ઘુમ્યું રે. ગાજીને તે ઘોર;
ડુરમાંહે સંભગાઇ રહ્યા રે, ઘણા સાબરનો સોહોર; પા૦ ૮૯
ાદરવા પદ નોમને રે, તે દાને માડયું મંડાણ;
નરદાર આભા થયા. દેખી પાણીની તાણ; પા૦ ૯૦
રચ્યો. તો પારનો રે, બેહદી પાડયો માહા મુલ;
ંખ્ય તો આવી પડી, તેના જગાએ ધુળ. પા૦ ૯૧
ઝાણ બેસે ત્યાં ઘણા રે. ટીલાં ટપકાંને કાજ;
રજે અતી ઓપતા, બાંધ્યા લોહાની પાજ. પા૦ ૯૨
નો દરવાજો પાડાને રે, સડક સુધાં શ.પાઇ;
મજદાર સહુ આવીયા. રોક્યો રસ્તો તે ભાઇ. પા૦ ૯૩
ાંથી રાયખડ ઘેરાયું રે, કરયો કોટ ભંગુર;
ચેપી નાશીયા, મેહેનત કરતા મજુર. પા૦ ૯૪
ાકવાડની હવેલીનો રે, કોટ પાડયો ત્યાં જાઇ;
સન ગોળીદારને, માહા ચીંતા તો થઇ. પા૦ ૯૫
ો પાણી આવિયું રે, જમાલપુર છે જ્યાંઇ;
ાાં તો ઘંઘોલીયાં, કરી નાંખ્યાં છે તાંહે. પા૦ ૯૬

દેશા નાગનાથજી કને રે, નહી પાણીનો તાગ;
વાડી તેમાં વહી ગઈ, જોઈ જડે ન જાગ. પા૦ ૯૭
ત્યાંથી સમ રૂપી સુધી રે, નહીતા પાણીનો પાર;
વાટ એનો ધવાઈ પડ્યો, નદી માંહી નીરધાર. પા૦ ૯૮
સામાપાચમના દીવશે રે, મેળો મળે માહા વીધ;
તે આરો ઉરાડીને, માહા વિકરાળ કીધ. પા૦ ૯૯
ફાટા આરાનો ફેડીયો રે, મુડદા કેરો મુકામ;
સંકંચાનું સારૂં રચ્યું, કઠણ કાગળનું કામ. પા૦ ૧૦૦
ખોળકાનો એ રસતો રે, ધકધોરી કહેવાય;
તેની વચેનાં ગામડાં, બહુ તણાઈ જાય. પા૦ ૧૦૧
પછી આસ્તોડીએ આવિયું રે, ચંડોળે તળાવ;
ત્યાં સુધાં તો ગાજીયું, એવો બન્યો બનાવ. પા૦ ૧૦૨
હવા ખાવાને આવતા રે, અતી મોટા અમીર;
કામ કુડું એ દેખીને, દીલમાં થયા દીલગી. પા૦ ૧૦૩
ફેંચો તો વાધી ગઈ રે, લોક ઓરત તહાં જઈ;
પાણી કેરા પુરમાં તેતો, ચાલ્યાં છે વહી. પા૦ ૧૦૪
સાંજ સમે સાહેબો રે, બગી લઈને બહુ;
હવા ખાવાને આવતા, શેઠ શાહુકારો સહુ. પા૦ ૧૦૫
એ આરાનું જે હતું રે, પુલ કેરૂં નીસાન;
એ અવસર ઊથલી પડ્યું, મોટું થયું મેદાન. પા૦ ૧૦૬
એધાણ તો વળી એ રહ્યું રે, બાકી થાંભલા ત્રણ;
પાણાનો તો ધાગુ વળીયો, આંખી જુવે બહુ જન. પા૦ ૧૦૭

કુવાધારીની કુબી ગઈ રે, હતી પુલની હેઠ;
વાડી તે તો વહી ગઈ, મુળમાંથી તે ઠેઠ. પા૦ ૧૦૮
પુલ પાડાને પરવરયું રે, ભલું બજાર ભરાય;
ત્યાં સુધી તો આવી રહ્યું, કોથી નવ તરાય. પા૦ ૧૦૯
તેનો પ્રવાહ પોચિયો રે, જહાં માણેક ચોક;
વેહેપારી વહોરા સહુ, એણે બળકાનો શોક. પા૦ ૧૧૦
એ વખત આટલું કરિયું રે, ભાંજવી ભારે જે ભીંત;
અતી ઊમેદે જે કરિયાં, મહા કામ વિચિત્ર. પા૦ ૧૧૧
દરીયાપુરથી દોડિયું રે. પ્રેમપુરા એંધાણ;
અસંખ્ય જળે એ ભરયું. જાણે મોટું નવાણ. પા૦ ૧૧૨
કાળુપરે આવ્યું કારમું રે. રેલ તણે રેકાણ;
ભુંઈઓ તો ભુવા પડ્યા, હતી જ્યાં બહુ હેઠાણ. પા૦ ૧૧૩
પાંચકુવે પછે પરવરયું રે, દરવાજાના બહાર;
વાડીયો વાઘરીઓતણી, તેને કરી છે પાર. પા૦ ૧૧૪
પછી ગરનાળે પરવરયું રે, ઘાશીરામની જ્યાં પોળ;
ત્યાં આગળ આવી રહ્યું, છે ગેલાની ઓળ. પા૦ ૧૧૫
પાંચ કુવા પ્રસિદ્ધ છે રે, વાવ્યનું છે વિસરામ;
રામપુરીનું રહી ગયું. નાગેશ્વરનું મુકામ. પા૦ ૧૧૬
વાવ્ય તો દીઠી નહિ રે, અંબુજે અપાર;
મોટા મોટા તાંહાં આવિયા, શીપઈયો ને સરદાર. પા૦ ૧૭૧
અમલદારોએ આ સમેરે કીધી પાણીની નેંક;
તેથી તે ઉતરી ગયું, નહી તો બોળાત બેંક. પા૦ ૧૧૮

તળીઆની પોળ તળલગી રે સુંથવાડાથી સાર;
ત્યાં સુધી તો પોહોચીયું. રૂપાળો રેહે રંગરેડ. પા૦ ૧૧૯
ખાડીઆનું ખાલી રહ્યું રે, જળ ખળકાનાં હેમ;
અમલદાર અતી ઉમદા, પરોપકારી બહુ પ્રેમ. પા૦૧૨૦
કળીયુગ સમયમાં કાયમો રે, લોક રચે બહુ ફંદ;
સીવા ખારોટ કહે શંકરે. સઉને દાખ્યો છે ડંડ. પા૦ ૧૨૧

ગરબી.

માહા કોપ થયો તે કળી કાળમાં જો;
અમદાવાદ ખુડ્યું છે માહા ઝાળમાં જો. ૮૪.
નવમીએ તો નાવ માંડે એટલું જો;
ના પાર પામે પાણી છે કેટલું જો. માહા૦ ૧
એણે આંક વાળ્યોછે અતી ઘણો જો;
ઘણા ગરીબોના ઘર તણા જો. માહા૦ ૨
રાયખડ કોટ તે પાડીને આવીયું. જો:
એને ફેલાવાનું તે ઘણું ફાવીયું જો. માહા૦ ૩
તાંહાંથી ઊછળીયુ તે જુલમી જોરથી જો;
અતી ગાજી રહ્યું તે બહુ ઘોરથી જો. માહા૦ ૪
બારીનો આરો રાયખડ એક થઇ જો,
તેથી ભદરના લોકને ચીંતા ભઇ જો. માહા૦ ૫
પ્રથમ પેઠું સકંચે બહેચરદાસને જો;
પછી પોહોચ્યું તે પુર જે નવા વાસને જો. માહા૦ ૬
સકંચા કેરૂ કાપડ સડી ગયું જો;

નુકસાનમાં તે બાકી ન રહ્યું જો. માહા૦ ૭
સુકરવાર તે જ્યાં ઘણો રોભતો જો.
સામન સારો આવે અતી ઓપતો જો. માહા૦ ૮
હાંડાને હકીકના ઘાટ ઘણા જો;
એ વહુપારી વોહોરા તણા જો. માહા૦ ૯
સુગંધી અતર છ.બ ફુલની જો;
માંહે માળી ને માહા મુલની જો. માહા૦ ૧૦
આવે આલમ હવાને કારણે જો;
જાય ભદ્ર કાળાંને બારણે જો. માહા૦ ૧૧
માની સ્તુતી કરી વાંગતે વળી જો;
સુકરવારની જ્યાં ગુજરી ભલી જો. માહા૦ ૧૨
•કંપાંડ રચ્યો માહા કારમો જો;
સાંકળ થાંભલાની છે હારમાં જો. માહા૦ ૧૩
ત્રણ જુમખાનું ફાંનસ તહીં જો;
એના અજવાળમાં બાકી નહીં જો. માહા૦ ૧૪
કીલ્લો સામો ભદરનો ભારે બન્યો જો;
કેદી રહે તેમાં ઘણા જંનો જો. માહા૦ ૧૫
તે મધે હુંનરો સારા બને જો;
સેત્રંજી પાટી તે કેદી વણે જો. માહા૦ ૧૬
ખુરસીઓ કરે બહુ ખાંતથી જો;
માંહે ભરત ભરે બહુ ભાંતથી જો. માહા૦ ૧૭
સુકર વારે આવે સઉ ગાંમના જો;

બળદ ભેંસ સહુછે કામના જો. માહા૦ ૧૮
ટટ્ટુ ઘોડા વેચાય બહુ ભાતના જો.
અરબીને કચ્છી ઘાણી જાતના જો. માહા૦ ૧૯
એવી અનેક ચીજો ત્યાં ગળે જો;
તેનાં મકાન તો ભાગી ગળે જો. માહા૦ ૨૦
ઘાંચી ગોલા કસાઈ માહા ફરેછે જો;
તેનાં મકાન કરિયા તે ચકચુરછે જો. માહા૦ ૨૧
નવશેરાજીનો બગલો પડ્યો જો;
તેમા માણસ બેનો ઘાટ ઘડિયો જો. માહા ૨૨
એના મરણની માઠી થઈ જો,
તે શેહેરમાં વાત પસરી ગઈ જો. માહા ૨૩
એ હતાં બાળા પણ વેસમાં જો,
કાળ તેનો થયો એક લેશમાં જો. માહા ૨૪
ત્રણ દરવાજા તરવર થયા જો:
ઘર મુકીને લોક નાસી ગયા જો. માહા ૨૫
ઘાંઘી ઓલ તે ઘવાઈ પડી, જો
એક બીજા તે ચોખી ન જડી જો. માહા ૨૬
લોક બેઠા તે લખાવના જો,
ઘર જગા તેઓની થઈ ફના જો. માહા ૨૭
તે ત્રણ દરવાજા મુકીને જો,
આવ્યું ચોક સુધી બહુ ચુકીને જો. માહા ૨૮
કાપડીઆ વહે કજપાતથી જો,

માજ ભરયો હતો બહુ ભાતથી જો. માહા ૨૯
લોક ત્રાસ પામીને તે સમે જો,
પદી વાત, તે કોને ના ગમે જો. માહા ૩૦
પછી આવ્યું કંદાઈની ઓળમાં જો;
પેઠું પાણી ભઠીની પોળમાં જો. માહા૦ ૩૧
પટુવાના પલાળી હીરને જો.
ભય ભારે કરિયો માહા વીરને જો. માહા ૩૨
હાહાકાર હુવો આ શેહેરમાં જો.
એ પાણી તે ફેરી લેહરમાં જો. માહા ૩૩
માંનતાઓ રાખી માહામુલની જો;
એ પાણી કેરા સુળની જો. માહા૦ ૩૪
શ્રીફળ દુધ ને વળી ધાટડી જો.
લઈ જાય ગંગાજીની વાટડી જો. માહા ૩૪
ગાગર બેઢાં લઈ ધુમતી જો.
મળી ઓલંગ કરેછે જુવંતી જો. માહા ૩૫
એવું પુર મચ્યું પ્રલે તણું જો.
તેને વાર તો ન લાગી ક્ષણું જો. માહા ૩૬
ભય ભીત કરિયા બહુ લોકને જો.
કોઈક બેઠા મુકે પોકને જો, માહા ૩૭
એવા દુઃખ તે અદકા બહુ કરયાં જો.
ધાન માલ તેતો રહ્યા ઘરયાં જો. માહા ૩૮
રાંધ્યાં ધાન ન ભાવે નહી કોઈને જો.

એ નુકસાન તે ઝાજુ જોઈનેજો. માહા ૩૯
આદકો બનાવ બન્યો ભય ભીતનોજો.
ઉદ્વેગ ઉપજ્યો બહુ ચીંતનો જો. મહા૦ ૪૦
સારકે સુધારો ઘણો કર્યો જો;
ગરીબોનો બોલ હીરદે ધરયા જો. માહા૦ ૪૧
આપે સવાંણું ખાવાને માહારનું જો;
એ કામ કર્યુ તે હાં વીચારનું જો. માહા૦ ૪૨
અમલદારો તે લેવાને ન ગયા જો.
એ દુર મુકામે જઈ રહ્યા જો; માહા૦ ૪૩
એવું દુખ સુણી તે કેહે અરેજો.
સવાણું પે ચાડ્યું પેઠે ધરે જો. માહા૦ ૪૪
કેસવ પ્રસાદે કરૂણા અતિ ધરી જો.
એ ગરીબોને રહેવા જગા કરી જો. માહા૦ ૪૫
ખવરાવે પીવરાવે બહુ પેરથી જો;
બચવી લીધાં પાણીના લેહેરથી જો. માહા૦ ૪૬
સુરત અમદાવાદ ભરૂચ, મુંબઈ મળી જો;
તેને પોખવાને, રકમ એક કરી વળી જો. માહા૦ ૪૭
આવો જુલમ ન ગુજરીયો આ શેહેરમાં જો;
ઘણા લોક ઘવાયા એ લેહેરમાંજો. માહા૦ ૪૮
ઘણી હદ્ય કરી અમદાવાદમાં જો;
આ અવસર રેહેશે બહુ યાદમાં જો. માહા૦ ૪૯
શાવો બારોટ કહે હવે બહુ થયું જો;
ગંગા ગરજેશમાં દુઃખ ન જાયે સહ્યું. માહા૦ ૫૦